॥ શ્રી ॥

# ત્રિયારાજ

## નાટકનાં ગાયનો.

મોરબી આર્યસુબોધ નાટક મંડળી માટે.

બનાવનાર.

## વાઘજી આશારામ ઓઝા. મોરબી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## મૂળજી આશારામ ઓઝા. મોરબી

આવૃત્તિ પાંચમી. નકલ ૫૦૦૦,



અમદાવાદ-યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની લી૦ પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત્ ૧૯૬૭. સને ૧૯૧૧.

કીમત બે આના.

# ત્રિયારાજ.

## નાટકનો પ્રવેશવાર હકીકત.



### અંક ૧ લો.

---

૧ કામરૂ દેશના રાજાની પુત્રી મહિલાવતીને વરવાની ઇચ્છા રાખનાર એક હલકો ઉંમરાવ લાલસિંહ પ્રવેશ કરે છે. રાજવૈદ રસ્તે નિકળતાં તેની સાથે વાતચીત ચાલે છે. પછી એક રાજાનો નોકર ધાંયજો તથા રાજ કુંવરીની બે દાસીઓ નિકળે છે.

૨ કામરૂ દેશના રાજાની ભયંકર માંદગી, પ્રધાન સેનાપતિનું હાજર થવું, વૈદરાજ જાય છે, રાજા પોતાને પુત્ર ન હોવાથી તખ્તની સમશેર તેની પુત્રીને બંધાવી, તેની ભલામણ પ્રધાન સેનાપતિને આપે છે.

૩ લાલસિંહ પાસે પચાણીઓ ધાંયજો આવે છે. ફાટેલો લાલસિંહ રાજા ગુજરી જવાથી રાજકુંવરીને સહેલાઇથી વરવાની મળેલી તકના તરંગમાં માબાપને તરછોડી નાંખે છે. મહિલાવતીની દાસી તેને બોલાવા આવે છે.

૪ મહિલાવતી પાસે અંતઃપુરમાં લાલસિંહ આવેછે, પ્રેમ સંબંધી વાતચીત, લગ્નનું નક્કી કરી જાય છે.

૫ રાજ પ્રધાન વિશળ દેવને એક હલકો માણસ લાલસિંહ જનાનામાં જઇ આવ્યો, એ ખબર પચાણીએ આપતાં તેનું લોહી તપી જાય છે, તેને સેનાપતિ આવી મળે છે. અને મળી લાલસિંહને બોલાવી એલફેલ બોલનાં ઠામ મારે છે.

૬ મચ્છેંદ્રનાથનો આશ્રમ, એક ભ્રષ્ટ ચેલા વ્યંગનાથને ગોરખ જમાતમાંથી કાઢી મૂકે છે, મચ્છેંદ્રનાથ કોઇ બીજા એકાંત સ્થળમાં સમાધી ધરવા ગોરખને કહીને જાય છે.

૭ રાજ કુંવરી મહિલાવતી પ્રધાન સેનાપતિને બોલાવે છે, લાલસિંહનું ખુન કરવા માટે તેમનો સખ્ત તિરસ્કાર કરી, હોદ્દાપરથી બરતરફ કરેછે, પોતાનાં દાસી મંડળને બધા હોદ્દાપર નીમે છે.

૮ એક સદ્‌ગુણી સ્ત્રી એક માલણને મળી તેના પતિને કુ ચાલમાંથી કાઢી સુધારે છે. ભ્રષ્ટ ચેલો વ્યંગનાથ સંસારી થવાને ફાંફાં મારતો ત્યાં આવે છે, મચ્છેંદ્રનાથ ત્યાંથી નિકળતાં તેને મળે છે. યોગીની સર્વજ્ઞતાનો એક ચમત્કાર વ્યંગનાથ મચ્છેંદ્રનાથને ત્રિયારાજની હદમાં લઇ જાય છે.

૯ મહિલાવતીની કચેરી, તેને વરવાની ઉમેદ રાખનાર તેના પિતાનો કટ્ટો શત્રુ કેશરીસિંહ પોતાના રાજ ગોર મૂળા પંડયાને મોકલે છે, કુંવરી તેનો તિરસ્કાર કરી કાઢે છે; ત્યાર પછી મચ્છેંદ્રનાથ તેની હદમાં આવ્યાની ખબર એક દાસી આવી આપે છે. તે યોગીંદ્રને નૃત્ય ગાયનથી છળી લઇ આવવા તેની કાંચનીઓને હુકમ કરે છે.

૧૦ મૂળો પંડયો કેશરીસિંહ પાસે આવી થએલા અપમાનની હકીકત જાહેર કરે છે, તે ગુસ્સે થઇ તેનું વેર વાળવા દેશપર ચડાઇનું નક્કી કરે છે.

૧૧ મચ્છેંદ્રનાથને વારાંગનાઓ આવી અનેક હાવભાવથી છળે છે.

૧૨ મહિલાવતીનો મહેલ, મચ્છેંદ્રનાથ તથા વ્યંગનાથ ત્યાં આવે છે, ભગવાં ઉતારી રાજસી પોષાક ધારણ કરે છે; મચ્છેંદ્ર મહિલાવતીના સ્વામી થઇ રાજ ગાદી સ્વીકારે છે. તે વખતે કેશરીસિંહની ચડાઇના ખબર આવેછે. રાણી ભય પામતાં મચ્છેંદ્રનાથ તેના સૈન્યમાં મરકી મોકલે છે.

———:०:———

# અંક ૨ જો.

---

૧ ગોરખનાથ તથા કાનીફનાથ, એ બન્ને પોતપોતાની જમાત સાથે મ. છે, એક બીજાના ગુરૂનો પત્તો આપી જુદા પડે છે. મૂળ પત્તો આપનારી એક પતિવ્રતા સ્ત્રી પાસ ગોરખનાથ ધર્મશાળામાં જાય છે.

૨ કેશરીસિંહના લશ્કરમાં વ્યાધિ, એ માણસને મચ્છેંદ્રનાથ પાસે વજીરએ મોકલે છે.

૩ મચ્છેંદ્રનાથ પાસે વજીરએ આવેલા માણસ દીનતાથી કરગરે છે. દયા લાવી વ્યાધિ શાંત કરે છે.

૪ ધર્મશાળા, એક પતિવ્રતા સ્ત્રી, ગોરખને અચંબો પમાડે છે. એક તમાસગીર લોકોની મંડળી સાથે ગોરખ મળે છે. તેમાં નોકર રહી, તેમને ત્રિયારાજમાં લઇ જાય છે. સુરદાસની મંડળીનું ભજન.

૫ મહિલાવતીને મચ્છેંદ્રનાથ યોગીથી થયેલો કુંવર મનુ પોતાના મિત્ર કિશોર ( પ્રધાન પુત્ર ) ને મળે છે. પછી ગોરખનાથ મનુને મળે છે. ગામના છોકરા ને વ્યંગનાથની રમત ગમત.

૬ મહિલાવતીની કચેરી, તમાશગીર લોકો આવેછે, રમત શરૂ થાય છે, વેષ બદલેલ ગોરખનાથ ગુરૂને હંસ

કહી, એક શમસ્યાવાળું ગાયન ગાયછે. પછી ડાંડીયા રાસની સાથે એક ગાયન ગાય છે. તે પુરૂં થતાંજ એક ગાયનમાં ગોરખનાથ પોતે આવી પહોંચ્યો છે. એવું સંભળાવી દે છે. ગુરૂ તે સાંભળી હેરત પામી ઉઠેછે. ગોરખ લઇ જશે એવી બ્હીકથી ઢીલા થઇ જાયછે. ત્રણ દિવસની અવધી આપી ગોરખ સ્મશાનમાં પોતાને સ્થળે ચાલ્યો જાય છે.

૭ બીજે દિવસ સવારમાં ગોરખ આવી યોગકળાથી કુમાર મનુને મારે છે. ગુરૂમાં સિદ્ધિ કેટલી રહી છે તેની અજમાયશ કરે છે. કુંવરને માર્યા સંબંધી બે દાસીઓની વાતચીત.

૮ કુંવરને માર્યાની હકીકત સાંભળી રાણી તથા મચ્છેંદ્રનું રૂદન, તેને સજીવન કરી બોલાવવામાં મચ્છેંદ્રનું નિષ્ફળ થવું, ગોરખ તેની યોગ સિદ્ધિથી સજીવન કરી બોલાવી આપે છે.

——:o:——

## અંક ૩ જો.

૧ સ્મશાનમાં ગોરખનાથનો મુકામ, વ્યંગનાથ તેને સમજાવવા આવે છે, પછી વારાંગનાઓ છળવા આવે છે, નિષ્ફળ થાય છે. છેવટ ખુદ મહિલાવતી આવે છે. તે પણ તદન નિરાશ થઇ પાછી જાયછે.

૨ વ્યંગનાથ તથા તેનાં સ્ત્રી છોકરાંની રમત ગંમત.

૩ ગોરખનાથ ગુરૂને રાણીના ફાંસામાંથી છોડવી લઇ જઇ, વ્યંગનાથને પણ ત્યાંથી કહાડી સાથે લે છે. કુમાર મનુ કરગરે છે, મહાત્મા ગોરખનાથ તેને કરૂણાથી સંકટ સમે હાજર થવા વરદાન આપી જાય છે.

૪ કેશરીસિંહ મચ્છેંદ્ર ગયા પછી આગળનું વેર વાળવા તે દેશપર ચડાઇ કરે છે.

૫ મચ્છેંદ્રને જંગલમાં ભોગવેલા રાજવૈભવનું પાછું સ્મરણ, ગોરખની યોગસિદ્ધિના ચમત્કાર.

૬ કેશરીસિંહની ચડાઇ. મહિલાવતી કુમાર મનુને દાસીને સોંપી લડવા ઉતરી પડે છે. દાસી તેને લઇ રાજમાંથી કાઢેલા પ્રધાન વિશળદેવને ઘેર જાય છે.

૭ પ્રધાનનું ઘર તે તથા તેની સ્ત્રીની નેકી, બંને મિત્રનું મળવું. કુંવરને શોધવા આવેલ દુશ્મનની ટુકડી ઘરને આગ લગાડવાનું કહેતાં પ્રધાન તેને બદલે પોતાના પુત્ર કીશોરને સોંપે છે, પોતે તથા સેનાપતિ મહિલાવતીની મદદે નીકળી પડે છે, પાછળથી કિશોરને મારી નાંખવાની તૈયારીની ખબર આવે છે. મનુ ગોરખનાથનું સ્મરણ કરે છે, આકાશવાણી થાય છે. અજીત શસ્ત્ર પડે છે, તે લઇ મહેલમાં દોડયો જાય છે.

૮. મનુ કેશરીસિંહને ઠામ કરી પોતાના મિત્ર કિશોરને બચાવેછે.

૯. મહિલાવતી પર્વતની ગલીમાં સપડાણી છે, પ્રધાન સેનાપતિ તેને આવી મળે છે, તેની નેકી જોઇ, રોતી પસ્તાવો જાહેર કરે છે. મનુ કિશોરના પરાક્રમના ખબરથી હેરત પામી એક-દમ તે બંદોબસ્તમાં સૌ નિકળવા જાય છે, ત્યાં કેશરીસિંહ-ની માર્યાની ખુશ ખબર આવે છે, વ્યંગનાથનો છોકરો બા-પનું દુઃખ ગાતો નિકળે છે.

૧૦. બગીચામાં પ્રધાનની સ્ત્રીને મહિલાવતીનું મળવું, કેશરીસિંહને મનુએ મારી કિશોરને બચાવ્યાના ખુશ ખબર, ઉમંગમાં તે બન્ને કુંવરોની જોવાતી રાહ, તેઓ આવી પહોંચે છે. પ્રધાન સેનાપતિ પણ આવે છે, મનુને રાજ્યાભિષેક, તેણે કરેલું યો-ગીંદ્રનું સ્મરણ, મચ્છેંદ્રનું પાતાળમાંથી પ્રગટ થવું, ગોરખનું આકાશ માર્ગે આવવું, ગોરખ મનુને શિર રાજ મુગટ ધરે છે, મચ્છેંદ્રનાથ કીસ્સાના ચરિત્રનું પ્રયોજન કહી બતાવે છે.

**મુલજી આશારામ ઓઝા**
પ્રસિદ્ધ કર્ત્તા.



### શ્રી પરમાત્મને નમઃ

# ત્રિયારાજ નાટકનાં

## ગાયનો.



૧

### ઈશ્વર સ્તુતિ.

પ્યારા પ્રભુ વિનવું, કરતા ધરતા જગ સરવના; પ્યારા.
શાંક ગિરા પ્રભુ તુજ ગુણ ગણતાં, નિરબલ કવિતા સવિતા; પ્યારા.
સફલ કરો પ્રભુ નવીન, કૃતિ આ, રસ ભરી મતિદો ગતિદો; પ્યારા.
ત્રિયારાજની સુંદરી મહિલા, વરણુન અબળા પ્રબળા; પ્યારા.

૨

બાપુ શું કહોછો વચન ઉચારી, કરી દુખીઆરી ( ૨ )
માંદગી આવી પિતા તમારી, કરી દુખીઆરી ( ૨ )
અરે પ્રભુ મુજ તાત ઉઠાડો, ઓ વૈદરાજ રોગ એનો મટાડો.
શાન્તિ મુજ મન કોઇ પમાડો, બાધા આખડીઓ.
રાખું હું દહાડો રજની સદા હું પિતા તમારી, કરી દુખીઆરી.

૩

મારા ભાગ્ય તણો નહીં પાર, મહિલા થાવી મારી પ્યારી;
રાજ કેરો થાઇશ માલીક, લાખુંનો સરદાર;
સૌને શિરપર મારૂં લાતો, દર્શી હું મુંછે તાર; મા.
માત પિતા બક બક કરતાં, અકલ વગરનાં એહ;
કિસ્મત મારૂં કયાંથી જાણે, જનમી રાજા દેહ; મા.
જાણી જનાને હાણું માણું, મારો છે દરબાર;
આધીન થઇ સૌ હાથ જોડશે. પરણું જેણી વાર; મા.

૪

અજબ ચીજ છે પ્રેમજ એવી, નવ પડદો કાંઇ રહે રહે;
ખરો પ્રેમ જોતાં મન હરખે, નેત્રે નેત્ર મળેરે.
જાત ભાત નવ જોવાએ ત્યાં, અવર ન કુખ કહેરે;
પ્રેમ રંગ પુરો ગુલજારી, જાણે કોઇ જનરે.
એક સ્વરૂપ એને જાણો ચિત્ત, અન્ય ન કાંઇ ચહેરે;
સત્ય સ્નેહમાં શરમનો પડદો, અળગો થાયે આપરે;
પ્રેમ પરીક્ષક નર વીરલા, ગુણુ તેનો કોઇક ગ્રહેરે.

૫

સુમર સુમર તું આજ હરકું, કલ તો જાયગા;
ભજન ભજન ભજન વિનારે, કોન બચાયગા.
ચેત ચેત ચેત કાલ, અબહીં આયગા;
તેરી ચલતીહે હે તયારી, વહ ઉઠાયગા.
કોઇ ચલેગા ન ભેલી, નહીં અવર હે તેરા બેલી;
પ્રાન નીકલ ગયે પીછે, ખેદ પાયગા; સુમર.
ચલ ગયે કોટાન કોટી, પકડી હે તેરી ચોટી,
ખોટી બાજી ખેલતા, સો યમ દુરાયગા; સુમર.
અચલ ઠાઠ કયા હે બોલ, સમજ સમજ જી ખોલ.
ફર સકેગા કયા તું તેરી, શુદ્ધ ભૂલાયગા; સુમર.

૬

સમાલે સિદ્ધિ અપની ભેખ, અકેલા યોગીકું રહેનાં;
માઇ લોક જીંહીં આતી જાતી, દરસન ગુરૂકા પાતી.
નેન કટાક્ષ લગાવે નારી, કીસકું કહો બચાતી; અકેલા.

નિત્ય ગાત્રિમેં આનાં જાનાં, અચ્છે ભોજન પાનાં;
વિષયવાસના બડતી ઉનસેં, કૈસે ધ્યાન લગાનાં; અકેલા.

કનક કામની બડેબડેકું, ભૂલ ખીલાઇ દેતી;

ઇસ કારન ગુરૂ ઇધરહીં રહેનાં, મતિ હમારી કેતી.

૭

બાઇ તુંને અમે નહીં કહીએ, તેં રજા ભલે આપી;

અમે કર્યું વાજબી કામ, તેમાં રીસ તુંને વ્યાપી,
તું ઉછરતી વયમાં આમ, તું થઇશ ઘણી હેરાન;
તેં વગર સમજ અમ બન્નેનું, કીધું મોટું અપમાન.
અમે સહન કરીને રહીએ, તેં કલમ ભલે કાપી; અમે.

તુજ પિતાનું નિમક ખાધું, પેઢી દરપેઢી દાસ;

નહીં દુભવીએ કુંવરી અમે, વચનો બોલ્યા તે પાસ;
તે બોલ પાળવા જઇએ, તેં રજા ભલે આપી; અમે.

૮

કોના હુકમથી સમશેર એપર ચલાવી,
કોણે રજા આપી છેરે, તમને તો આવી; કોના.

જાઓ જાઓ નોકરીથી, દૂર હવે તમે થાઓ;
ધરો સમશેર હોદો, શરમજ નાવી; કોના.

કેવો તમે જુલમ કરો છો મુજ પ્રજાપર;
આમ તમે ગયા હશો, સદા અહીં ફાવી. કોના.

ઊંધું વળવું છે બાઇ, રાજ તણું તારા થકી;

એવું અમે ભાખીએ છીએ, આજ થકી ભાવી.

રાખ રાખ અમે સમશેર વાજબી ચલાવી;

રાજદ્રોહી હતો તેથી દીધોજ ઉડાવી. રાખ.

૯

અખિલ વિશ્વમાં છો, એક ત્રિયા રાજ સુંદરી;
ત્રિયા રાજ સુંદરી.
ગુણ નિધાન રૂપ વિશાળ, દિવ્ય દેહ શી ધરી; અખી.
મોહની કળા છે ઇંદ્ર પત્નીથી અધિક;
તોય કામરૂપરે બિરાજો ભૂષણો ધરી; અખી.
લક્ષ્મી હીરાહાર મોતી, રત્નથી ભરી;
મહેલ છે અનેક આપને, કળા વિજય કરી; અખી.

૧૦

લાવી લાવી લાવીરે, મહારાણી ખબર એક લાવી;
વસંત બાગમાં એક દિગંબર, યોગી આવ્યા માનું ભાવીરે; મ.
આશોપાલવના વૃક્ષની નીચે, બેઠા સમાધિ લગાવીરે; મ.
ભાલ વિશાળ ને દેહ સ્વરૂપ તો, દે છે સૂરજ થંભાવીરે; મ.
જેવાં પુરૂષની શોધમાં ફરીએ, તેવા નિહાળી આવીરે; મ.

૧૧

કોણ છળી લાવો અહીઆં, મોહ કરી આજ એને;
બક્ષીસ મોટી આપું ઉલટથી, ક્ષણ માંહી દ્રવ્યે ન્યાલ કરૂંજ
તેને; કોણ.
હિંમત જેમાં હોયજ એવી, દર્શાવો હમણાં એવું શૂર
જેને; કોણ.

૧૨

મહારાણી લેઈ આવીએ, એને અમો લોભાવીએ. મહા.
લપટ ઝપટ યોગી લપટાવી, છંદ ફંદ નાખી નજરે;
છળબળ પ્રપંચ સરવે પ્રગટી, મહેલે જરૂર મોકલાવીએ. મહા.

## ૧૩

તારા જ્યોતિ લાવું હું જોગીરાજનેરે, લાવું હું જોગીરાજનેરે.
કરૂં મહારાણી કાજનેરે. તારા.
ધ્યાન ચૂકાવું જઈએ દિગંબર, મોહ પમાડું તો મહારાજનેરે. તા.
નૃત્ય કળા ને મુખ સુસ્વરથી, ડોલાવું શુણતાં મુજ અવાજનેરે. તા.
હાવભાવ ને નેત્ર કટાક્ષે, લાવી રીઝાવું સૌ સમાજનેરે. તારા.

## ૧૪

જોગીરાજ ભોળવવા, મોહ થકી મેળવવા;
ફંદ કરી ફેરવવા, રાજ મહેલ મોકલવા, એમાં સખી શુંછેરે.
ઇંદ્ર ચંદ્રને ભૂલાવ્યા, શૂર નર મુનિવર ડુલાવ્યા,
આ કટાક્ષે કોણ બચાવ્યા, ફરી એમાં ન પૂછેરે. જોગી.
અંગ મરોડ એવો લાવું, હલક હાથની બતાવું;
જ્ઞાન ધ્યાનને ચૂકાવું, યૌવન જોર જુસ્સેરે. જોગી.
સરવ લોક માંહે એની, હાર ક્યાં પામ્યા છીં કેની;
પુરૂષ પાડવામાં પની, પાછી ક્યાં કરી છેરે. જોગી.

## ૧૫

યૌવન ખીલ્યું આવ્યા છીં રસપાન કરો, ભલેને ચુંબન કરો;
આલિંગન પ્રેમથી ભરો, કામ પીડા હરો. યૌવન.
રસીલા રસમાં ઝીલો ને તક ફરી ન મળે,
તરૂણ પ્યારા જોગી શું વાર ખોટી કરે,
અમને ઉર ધરો કહીંએ બોલ ખરો, યૌવન.
વેણી ગુંથી તમ માટે ભર્યાં મોતી અમે,
ભૂષણ સરવે અંગે છે ભેટ લીઓ તમે;
કોમલ કરને ધરો, સ્નેહ દિલ ભરો. યૌવન.

અધરામૃતને પીવાને ચતુર ઉઠો હવે,
કૃપાળા જોગી ભોગોને અમને આરે ભવે;
ઉમેદ પૂરી કરો, મહેલ પાય ધરો. યૌવન.

૧૬

જોગીરાજ કામ કોડીલા ભાસે, મહારાણી મહેલે હોંસે જાશેરે. જો.
કુંચન થાળમાં ભોજન લાવ્યાં, ખાંતે પ્રભુ મારા ખાશેરે. જોગી.
કિંકુરી ઉપર કૃપા તો કરશે, નહીં કાઢે નાથ નિરાશેરે. જોગી.
જાગો પ્રભુ મારા જાગો હવે તો, આવ્યાં અમો મોટી આશેરે. જો.

૧૭

નામ જપે છે આપનું મહેલે, બેઠાં આતુર મળવા મુજ બાઇરે.
આરે બગીચે આપ પધાર્યા, મોકલી તેડવા લાવ તું આહીંરે. નામ.
સરસ શૃંગાર ધર્યા અંગ ઉપર, નિરખવા નાથ બેઠાં ચિત્ત ચાહીરે.
માટે પધારો મહારાજ તમે તો, આપું ઉતાવળે જઇ વધાઇરે. નામ.

૧૮

મોહ પમાડયા, સંગે જમાડયા, રંગે રમાડયા.
બાઈ નર આપણેરે, મોટા સિદ્ધ મુનિને મોહ પમાડયા.
એકુલ શૃંગીને આપણે વનથી, તપ તજાવી શહેરમાં લાવ્યાં.
મચ્છગંધાપર મોહ્યા પારાશર, નાવ વિશે કામદેવે ફુલાવ્યા. બા.
નથી પરાજય કયાંઇજ પામી, આરે કટાક્ષજ લાગી જ્યાં લાગી.
જોગી ભોગી ને ત્યાગી વૈરાગી, આપણે ભૂલવી ઘણાં ભમાવ્યા. બા.

૧૯

વસ્ત્ર આ હવે ઉતારો, પ્યારારે હો જોગી રાજા, હો ભલા. વસ્ત્ર.
દીસોછો રે ચક્રવર્તિ રેખાવાળા. વસ્ત્ર.
કુંચન મહેલ મહારે બાવન, છે હજાર રથ હસ્તી;
છે લક્ષ્મી પણ ઘણી હો ભલા. વસ્ત્ર.

વસ્ત્રાલંકારો પ્રભુ, જરીયન જુદ્દાદાર;
પરિધાન કરશો હવે, કંઠે મુક્તા હાર. વસ્ત્ર.
ભોજન વિવિધ ભાતનાં, આરોગો અમ સાથ;
અતર ગુલાબ અંગપર, લગાડશો પ્રિય નાથ. વસ્ત્ર.

૨૦

હવે રાજ કરો મમનાથ તમે, હુકમ કરો હાજર છીં સરવે,
થયાં છીં કૃતાર્થ આજ અમે, હવે રાજ કરો;
અંતઃપુરમાં આવો જાઓ, દાસી સાથે સંદેશા મોકલાવો;
ભોગવિલાસ કરો મન ભાવ્યો, ધરી અંતર પ્રભુજી પ્યાર પ્યાર. હવે.
વિવિધ ભાતના વૈભવ લઇને, ઉભાં છીં સહુ હાજર થઇને;
ચામર વીંજન હસ્ત ગ્રહી, મહેલ વિશે દાસીઓ દ્વાર દ્વાર. હવે.

૨૧

રીઝવશું બાળા જોગીરાજ, તમે સુણોને નાથજીરે;
કનક કળશથી નાવણ કરાવશું, ઉષ્ણોદક તમ કાજ;
વસ્ત્ર રૂડાં પરિધાન કરાવશું, રંગ બેરંગી આજ;
ઝારી પંખા લઇ પોઢણ કરાવશું, મહેલ વિષે મહારાજ;
ત્રિવિધ ભાતનાં ભોજન કરાવશું, હોંસ ઘણી મન માંય. રીઝ.

---

# અંક બીજો.

૨૨

કહાં મીલેંગે ગુરૂ જાલંધર, કીસ થલ અબ દેખા ચાહીએ.
કહાં છૂપકર બયઠે નાથજી, કહાં પત્તા અબ તો પાઇએ.
જ્ઞાન દાન બુધ દીયા જીને, ગુન સદા જીનોકા મુખ ગાઇએ;
ઢુંઢ ઢુંઢ કર દુનિયાં સારી, દેખી દરસન કહાં પાઇએ;
બડે દયાલુ ગુરૂ હે અપના, નહીં જાલંધર સમ પાઇએ;
કામ ક્રોધ ઓર લોભ મોહકો, જીતાહે જીનકું સીર નાઇએ;

૨૩

પત્તા નવ લગા મચ્છંદરકા, ઠીકાના નવ મીલા ગુરૂકા. પત્તા.
પલ પલ દેખા સ્થલ સ્થલ દેખા, ઘર ઘર દેખા જાય;
કહાં અલખકી લગી સમાધિ, કહાં ધરી હે કાયઃ
ગુરૂકા કહાં છૂપા ખલકા. પત્તા.
ગિરિવર દેખા તરૂવર દેખા, સરવ ગુફામેં શોધ;
કીની મીલીઆ નહીં મચ્છંદર, કીસકુ દીયા પ્રબોધ;
ઐસા કહાં ગુરૂ સત્ય દિલકા.

૨૪

ગુદ્ધ લગીહે ગુરૂકી પકી, મુજકો આપ;
હિકમત કોનમેં ઉઠાઉં, મીલુંગા કબ. શુદ્ધ.
કીસ તરફ જા નીકાલું, ગુરૂ હુએ એસેં;
સિદ્ધ યોગીકું નારને, ભૂલાયા કેસેં. શુદ્ધ.
કયા ચલાતી મોહન મંત્રમેં જાકે દેખું;
બચ્ચનસર ગુરૂકું લુબ્ધ, હોનેકા ફેંકું. શુદ્ધ.
લપટ ઝપટ કેસી ચલાતી, ત્રિયા ઉસ સીરે;
જા નીકાલ લાઉં નિજ, મુકામપેં ફીરે. શુદ્ધ.

૨૫

સોઇ રામ સમરોરે મારા, આતમના આધાર;
ભરમણા ભાગોરે, કાંઇ દરસ કરો દેદાર. સોઇ.
મોહ માયા મમતા મદ લાવે, અંધા કરે અહંકાર;
નુગરા કંટક શબ્દ ન માને, ગાફલ ખાશે માર;
બેખા લેશોરે કાંઇ, ખુની થાશે ખુવાર. સોઇ.

શૂરા હોયસો સનમુખ ચલે, કાયર ભાગી જાય;
શિરને સાટે સાહેબ મળશે, સફળ જનમ તો થાય;
મરજી માણોરે કાંઈ, શોધો આતમ સાર. સો૦.

૨૬

એહી શોખ યોગીકું કેસા, પેદા હુવા લડકાબી તેસા;
લગી મોહ માયા સંસારી, જ્ઞાન છૂપા ઓર આઇ અંધીયારી.

૨૭

મિત્રાઇ તુજથી થઇ થઇ, કિશોર હું કહી તુંને ન ભૂલું;
પ્રાણ વસે મુજ તનમાં. મિત્રાઇ.
વાત કરે અંતર ન ધરે, કેમ નિશા ધરૂં તુજ દિલ ખરૂં;
માનુ વાત દે કોલ અહીં. મિત્રાઇ.
ફરે ન તુજથી મુજ મિત્રાઇ, અંતરથી એ કહુંછું ચાહી;
સાક્ષી સૂરજનીજ અહી. મિત્રાઇ.
ઘણીજ પ્રીતિ મિત્ર ધરી તેં, જુના માણુસ યાદ કરીને;
દિલ મોટું જણુવ્યુંજ સહી. મિત્રાઇ.
બેસું ગાદીએ તુંને પ્રધાનજ, સ્થાપું નકી ગણુ વાત પકી;
લે કોલ મિત્ર આપુંજ કહી. મિત્રાઇ.

૨૮

ઉપજી હંસને આ શી મતિરે, ભૂલ્યો નિજ સ્વરૂપનું ભાન
આ કાળ; ઉપજી.
માનસરોવર તિરે શોભતોરે, પાસે હંસ હતા દશ વિસ,
બે કાળ; ઉપજી.

પામ્યો સુંદર વિષની પુતળીરે, તેથી રમતાં સોંપ્યું શીશ,
આ કાળ; ઉપજી.
ચણુતો ચતુર મોતી મૂલનાંરે, કરે હવે અન્ન તણો અહાર,
આ કાળ; ઉપજી.
કરતો દ્રષ્ટિ ન દેખી ઉર વશીરે, કરે નટડી સંગ વિહાર,
આ! કાળ; ઉપજી.
બેડા બીજાના પાર ઉતારતોરે, તેનું નાવજ ગોથાં ખાય,
આ કાળ; ઉપજી.

૨૯

થેઇ તત થેઇ (૩) થનગન ગન (૨) થન ગન થેઇ તા (૨)
તકતક થેઇતા (૨) થેઇ તત થેઇ.
બિંદ્રા બનકે બન બિચે, શરદ રૂતુ રજનિશ;
પૂરણ પ્રકાશ્યો મનહર, રાસ રમણ ધર નિશ;
ઠમઠમ આવે, રૂમ ઝુમ જાવે, હરિ સંગ ધાવે; થેઇ.
સખી યુથ લે ચંદ્રાવલી, ચલી પ્રિય રાસ પ્રસંગ;
બીચમે લાડલી રાધિકા, જા મિલી કૃષ્ણકે સંગ.
કર કર ધરતી, પ્રેમ મન ભરતી, ગોપીયન ફિરતી; થેઇ.
લેત બલૈયાં કૃષ્ણકાં, પ્રેમસેં પુલકીત રોમ;
સંગ નૃત્ય એસો કરે, છોમ છોમ અરૂ છોમ.
છક છક હીલતી, થક થક મીલતી, તક તક ખીલતી; થેઇ.

૩૦

બહોત દિનસેં પત્તા પાયા, દેશ બિદેશ ફીરી હમ આયા;
નારકીચમેં કયું લપટાયા, કોન નાથકું ઇધરહી લાયા.

ઢુંઢ ઢુંઢ કર દેશ ફિરાયા, કહાં ન દરશન ગુરૂકા પાયા;
કાનીફને અહેવાલ સુનાયા, સમજ સમજ મન શોચહીં પાયા.
કૈસેં લપટી ગુરૂકી કાયા, બડે સિદ્ધકું નાર ભૂલાયા;
મોહન ડારકે મંત્ર ચલાયા, એહી અચંબા દિલમેં પાયા.
રાસ ધારી કે સંગ મિલ આયા, ચેત મચ્છંદર ગોરખ આયા.

૩૧

હે રીત સકલ હમ ન્યારી, વસ્ત્ર સુશોભિત હમકું ન સોહે;
યોગીજન ઉસ્સે નહીં મોહે. હે રીત.
વલકલ વસ્ત્ર ધરે હમ અંગે, હે હમ કંથા ધારી;
હમ પાતેહેં સુકે ટુકડે, ફલફુલ કંદ અહારી. હે રીત.
હમ સમશાન ભૂમિમેં બસતે, અંગપેં ભભૂતધારી;
આયેહેં હમ ગુરૂકું ઢુંઢન, લો તુમ દિલમેં ધારી. હે રીત.

૩૨

ગુરૂને રીઝાવી રાખ્યા આંઇ, સેવાથી કરીએ પ્રસન્નરે; ગુરૂ.
ચર્ણોદક લઇએ છીએ પ્રીતેં, પવિત્ર કરીએ અમ ટાય. સેવા.
સુંધારીએ છીએ આ લોક પરલોક, જ્ઞાન ધરીએ ઉર-
માંય સેવાથી. ગુરૂ.

૩૩

ચાલ ચાલ તું કોણુરે આવ્યો, નથી બોલતા તેમ તું ફાવ્યો; ચાલ.
ચઇ જા તું વિદાય વિદાય, શું નવાઇ કે તું લાવ્યો;
જાઓ ટાણે (૨) માર ખાઓ કેદ થાઓ. ચાલ.
પુત્ર મૂકીને શિષ્યની પુંઠે, ચાલશે તારી સાથે;
ડગ આવો કર દાવો, જંજીરરે પહેરાવો. ચાલ.

### ૩૪

અબ ચલે (૨) ન મોહન તેરા, લે ચલું ગુરૂ મેં મેરા;
ક્યું કરે અનાદર મેરા મેં એહી નાથકા ચેરા.
મત બોલે મુંસે જ્યાદે, તું તન અપના સમજાદે,
ત્રિયા દૂર જા સમજ દિલ પા, બિચ મત આ, ગુરૂ દિલ ફેરા;
લે ચલું.
સમશાન ભૂમિ અબ જાતા, કુલ આઉં પીછા સુનવાતા;
કહે મુંહા, ચલે નહીં ના, અબી ગમખા, ચલા જહાં ડેરા;
લે ચલું.

### ૩૫

છે હઠીલો હદ બાર, શિષ્ય તમારો તોએ સ્વામી;
માની હરામી તોફાની, સમજે નહી કાંઇ સાર; છે.
મોહન મંત્રજ તંત્ર હમારા ચલાવશું આ વાર.
વશ થઇ રહેશે તો રાખીશું, કરી દેશું દેશપાર; છે.
કામ ભોગ વૈભવ સુખ શોભા, રાજ સુખ શૃંગાર;
ભાન નથી એને અંતરમાં, સુધરે કેમ સંસાર; છે.

### ૩૬

કહણ ગોરખ ભળવોરે, કેમજ કળવોરે, નથી આપણમાં
ભળવોરે. કહણ.
ભલે પ્રયત્નજ પૂરાં ચલાવીએ, જ્ઞાન મૂકીને ન ગળવોરે; કેમ.
સિદ્ધિ પૂરી છે એ નર પાસે, જોગી જબરો છે ન હળવોરે; કેમ.
એને ડોલાવતાં બ્હેન બીક લાગે, જાન ખુવારી જોગી
વળવોરે; કેમ.

### ૩૭

હા ખુશ હુવા જરૂર, ગોરખા લે જાયગા;
પ્રેમ લગન મગન મુજકું, મહિલાસેં છુડાયગા; હા.
નહીં હે છોટા યોગી લે ચલેગા આશ્રમપેં મુજે;
હાય સ્મરણ પ્યારી મહિલા, તેરા ઉધર આયગા. હા.
કોન ઉધર મેરા મિન નાથકું, દીખલાયગા,
ખેલતાહે સુંદર બાલ, કેસેં બિસર જાયગા;
કયા કરૂં મેં અબ ઇલાજ, સુજતા નહીં કોઇ;
ફિકર મુજકું યહ હે બડી, ગોરખ નહીં ફસાયગા.

### ૩૮

એહી બાત સોચું દિલ માંય (૨)
છોડ દીની શેલી શીંગી નાદપુંગી, બિધિ નાથ ત્યાગી. એહી.
યોગી બનકર કેસી કીહે, બિષય ઝપટમેં લપટ રહે;
કપટસેં મૃગછાલા છોડ આયે. એહી.
નાર ફંદમેં આય ફસેહો, ભેખ ધરન સુમરન;
ગયા અલખકા લે ચલું ધરકે બાંય. એહી.

### ૩૯

અરર કુંવર સુંદર એણે કીધો ઠાર, ક્રૂર એહ; દુષ્ટ દેહ, અરર
વગર દયા એહ અસુર, નથીજ નાની એની કસુર;
મારીઓ, પછાડીઓ, સુકાવીઓ, હરામીએ. અરર.
હાય અશુભ દર્શિછું ખબર, મરશું ઝુરી મનુભા વગર;
કરશું શુંરે હાય હવે કહોને, નાથજીરે તમે. અરર.

# અંક ત્રીજો.

૪૦

બેઠા શુંરે આંહી (૨) પ્યારારે, મૂકી સુંદર રંગ મહેલ; બેઠા.
તરૂણ વયમાં આપ દીસોછો, છે કાયા સકુમાર;
કામતણા અવતાર. બેઠા શુંરે.
ગુરૂ આપના અનેક સુખ લે, બીરાજીને પૂરમાંય, હૈયા કેરા હાર. બે.
રીઝો તેવા રંગમહેલ છે, ઘણી દાસીઓ દ્વાર, મન માન્યો શૃંગાર. બે.
ઉઠો ઉઠોને બહુ આતુર છીએ, ગ્રહો હેતથી હાથ, કરો શું ઝાઝી વાર. બે.

૪૧

અરે બાળા જોગી થા તું હવે ભોગી ઉંમર છે આપણી સમાન—ઉઠીએરે.
યુવતિની લીલા વિલાસ ન જાણ્યો, વૃથા ગયો જન્મજ માન. ઉઠી.
શૃંગાર સુખમાં ચાલરે ઝુલાવીએ, તપ તણું ફળ તે પ્રમાણ. ઉઠી.
રૂમઝુમ ઠુમઠુમ કરતીરે પ્રેમદા, આલિંગન કરીરે સુજાણ. ઉઠી.

૪૨

છેલા જોગી નજર કર આજ, અરે ભજનમાં ભમેં ફોકટ
ઝટ કરૂં ઉદય નસીબનો. છેલા.
નેત્ર કમલ જો પ્રિય મુજ તન જો, કરે અનુભવ તું આ સુખનો
જો કાન્તિમય પેટ તું મારૂં, દેવને દુર્લભ લાભ આ મુખનો છેલા.

૪૩

વાહ કયા પેટ કરતહે પ્રકાશ, દામિની દમકત કરત ઉજાસ. વાહ.
એસા ઉદર અવની તલ મેંને, દેખા ન કોઈ નારી પાસ. વાહ.
આતુર દિલસેં દેખ રહાહું, પૂરી ન હોતી નેત્ર પ્યાસ. વાહ.
નભ મંડલમેં જેસેં ચંદ્રહીં, તેસેં બદનમેં ખાસ. વાહ.

૪૪

જા મૈયા અબ છોડ મોહ મુજકો પેદા ન હોગા કભી;
તુ અંબે મમ માત બાત ફીર તું બોલે ન દુજી અભી;
મેં જોગી તન બાલ ભાલ જનુની મૈયા ન આનાં ઇહી;
ધરતા હું સમશાન ધ્યાન શિવકા હોવે ન નારી જીંહીં;
દે દે દે ચરનોદકહીં મુજકો સંતોષ હોગા દિલે;
છોડીહે હમ માત છોટી વયમેં જાનું ફિરી આ મીલે;
બિનોતી ઉર ધાર દેવી દિલમેં ગોરક્ષ તેરી કરે;
જાને તું દિલ સાથ બાત ગુરૂકે સીવા ન પીછા ફીરે;

૪૫

શું ઠાલા ભય પામો દુખ વામો;
પરવા ન ધરીયે, વાત નવ કરીએ. શું ઠાલા.
રાજભોગ ભોગવતા દેખી, દાઝેછે દિલમાં તો એ,
ચાલો હું સંતાડું, ખબર ન પાડુંરે;
કુપટીને કાઢું, અન્ય મહેલમાં ચાલો જઇએ,
ફિકર ન કરીએ, શાને એથી ડરીએ. શું ઠાલા.

૪૬

અરેરે દુષ્ટ અભાગીયા, કયાં લઇ જાઉ મારા નાથ;
તારા ગુરૂને પરણી છું, સોંપ્યો મેં મારો હાથ;
એને વિયોગે હું અહીં, ઝુરી ઝુરી મરીશ;
જુદાં થતાં આ નાથથી, હું નિશ્ચે પ્રાણ તજીશ;
એને ઇચ્છા ન આવવા; તું પરાણે લઇ જાય;
મૂકી દે કેડો જા હવે, હું લાગું તારે પાય;
નિશાસો નાખું પાપીઆ, બળજોજ તારી કાય;
જે દંપતીને દુભાવે, તે જરૂર નરકે જાય;

૪૭

બાપુ શું હાલા સરવને રૂદન કરાવોછો:
અમને મૂકી ક્યાં તમે જવાને ચાહોછો. બાપુ.
માતુ મારી મહિલાવતી ધ્રુસ્કે રૂએ;
ક્યાં આમ સૌને કળકળતાં મૂકીને ધાઓછો. બાપુ.
દયારે દિલમાં કાંઇક લાવો બાપુ અમ પરે;
ઉછેરી લાડ લડાવીને અળગા ક્યાં થાઓછો. બાપુ.

૪૮

હવે નીકળ નીકળ મારા રાજમાંથી તું રે,
તું ભીખ માગ મુજ બાપુને બોલાવ નહીં;
શું લઈ જાવા દઇશ હું ( ૨ ) હવે.
જોગટા શું જગત આ જુઠું જ રચ્યું છે,
માત તાત સેવા વળી ખોટી છે શું. હવે.
ધરમ નીતિ શું અહીં ન પળાએ, નિરૂદ્યમી થઇશું
વનમાં જવું. હવે નીકળ.

૪૯

જોશું રોશું ખોશું સુખને જાશે રાજ અમારૂં;
તેમાં સારૂં શુંરે થાશે ગોરખનાથ તમારૂં;
પુત્ર તમારા ગુરૂ તણો હું નામ મનુ છે મારૂં;
મોટા ભ્રાતા તુલ્ય તમેછો બચ્ચું ગણો તમારૂં;
માટે આપો કાંઈ હિંમત, નિરભય રહે મારૂંજ તખત,
રે હો જોગી રાજા મુનિવર ઉરજ ધરીયે નીસબત;
નહીંતો રાજ નકી જાવું દુશ્મન તાબે મારૂં. જોશું.

૫૦

માજી સાથે હું તો આવીશ સંગ્રામમાં;
પડખે ઉભો રહીશ માજી પૂરી હામમાં.
જૂદો ન પડું કદીએ હું તો, આવીશ હું તમ સાથ;
શત્રુને મારૂં ઉડાવું, ગ્રહી ખડગ આ હાથ.
માજી લાયક શું નથી હું એ કામમાં માજી.
દુધ તમારૂં તો દીપાવું, વળી નાનાનું નામ;
નિષકંટક મારે કરવું છે, રાજજ દિલમાં હામ;
માજી જોજો તમેરે મુંને રણ ઠામમાં. માજી.

૫૧

લઇ જા લઇ જા કુમાર દાસી તું લઇ જા ( ૨ ) કુમાર;
તારે ભરૂંસે છોડું છું એને, લેજે તું પૂરી સંભાળ. દાસી.
નિરભય સ્થાને રાખજે એને, છુપાવી શત્રુથી બાળ. દાસી.
માજી જુદો મુંને શીદ પાડો છો, કરી વિયોગ આ કાળ. દાસી.
મુજ પિતાની એ છે નિશાની, એજ વારસ છે વિચાર. દાસી.

૫૨

રાજ કુંવરને ક્યાં લઇ જાઉં, ક્યાં રાખી સલામત થાઉંરે. રાજ.
રાખી ભરૂંસો મારા તનપર, સોંપ્યું જીવન પ્યારૂં મુજ કર,
કેને ઘેર જઇ હું બચાવુંરે; રાજ.
છોડું નગર તો દુશ્મન દેખે, પરદેશે જતાં બહુ પેખે,
ગમ પડે નહીં ગભરાઉંરે; રાજ.

૫૩

કર્યું તે બહુ ડહાપણનું કામ, અહીં આવી કુંવર લઇને;
વખત આ સાચવ્યો સારો, નિમક હક કર્યું હાજર રહીને; કર્યું.

દોલત આ તુજ બાઇની, અમૂલ્ય ઉમદા એક;
તેને સાચવવા અહીં, આવી ધરી વિવેક.
બુદ્ધિ તેં ચલાવી બહુ સારી, નગરની માંહે તેં રહીને કયું.
કિશોર કરતાં અધિક છે, આ મનું મારે મન,
નામ નિશાની ભૂપની, જેનું ખાધું અન્ન;
હૈયા સરસો ચાંપું ધરી, વહાલ મનુ પ્યારો મારો કહીને; કયું

૫૪

મિત્ર આવીયો ભલે આ ઘરજ તારૂં છે;
દોસ્ત તારૂં ઘર તો મુને પ્રાણ પ્યારૂં છે; મિત્ર.
મિત્ર આપણું ન જાણુ કાંઇ ન્યારૂં છે;
એવું જાણું તો ન આવું, પણ આ મારૂં છે; મિત્ર.
માજીએ મૂકયો છે મુને જા તું કોઇ સ્થાન;
દુશ્મનોથી રહે છુપો એ એણે ધાર્યું છે; મિત્ર.
તારા દુશ્મનો તે મિત્ર, માહારાજ જાણ;
કે કયેંમેં મિત્ર તારૂં દુઃખ નિવાર્યું છે; મિત્ર
સહેજ મિત્રતામાં દોસ્ત બહુ આભાર તુજ,
મિત્ર વહાલ તો ઘણુંજ, તેં વધાર્યું છે; મિત્ર.

૫૫

શું દઇશ તુંને જાવા, દુખી થાવા, નહીં લાજમ,
મુજને એહ, માહરે બદલ મુકું વાહ વાહ;
નવ બોલ બોલ આવો, દે જાવા.
નહીં નહીં એ મારી રીત, નહીં ચળે રાજ તન ચિત્ત;
કરૂં કેમ અરે વિપરિત, તુજ સાથે જોડી પ્રિત.
નવ કાઢ વચન આવાં; દુખી થાવા.

તું મારો છે તન પ્રાણ, મનું તું છો મારો દિલ જાન.
તુંને કેમ કરૂં હેરાન, આ વખતે મૂકે તાણ;
હઠ છોડ મિત્ર મનુભા દે જાવા.

## ૫૬

આઇ હે કયાં અંધીયારી, કહાં ગઇ જ્ઞાન ઉજીઆરી;
એસે સિદ્ધ બડે જીનકા નામ વિશ્વ જાને.
સિદ્ધિ જીસ્કી યોગી, પહીલી પેછાને:
જીનકાં નિરંજન નાથકી, સાક્ષાત દેહ માને:
હમભી જીનકી કરૂણા પાઇ, હુવે શ્યાને.
ખ્વારી કેસી હુઇ ભારી. આઇ.
એસા સિદ્ધ રહા ત્રિયાસંગ, લગા મોહ કેસા;
નારી કનક બીન કો નહીં દુજા, હાલ કરે વૈસા.
ત્યાગી એેસા હુવા બીકલ, સિદ્ધ મચ્છંદ્રકે જેસા.
હાય લોગ જો સદા રટતહે, સ્ત્રી બચે પેસા.
દશા કયા હોગી સંસારી. આઇ.

## ૫૭

કઠણ કાળરે ઘેર આવિઓ, તનય ઉઠીને તુર્તરે ગયો;
શ્રીહરિસહાયરે આ સમે થશો, મુજ કિશોરને રે બચાવશો.
બદલ મિત્રને એ કહી ગયો, લઘુ વયે ઘણો શાણરે થયો;
વય વિચારીને ઘેર લાવશો, મુજ કિશોરને રે બચાવશો.
કરીશ શું જ હું કાંઇ જો થશે, અશુભ વાત જો એની આવશે;
વિકટ વેરીના ઘા નિવારશો, મુજ કિશોરને રે બચાવશો.

## ૫૮

હાય હાય મારા કિશોરની, કોણ કરે સહાયજ;
શિવ શિવ શુંરે થાયજ, હાય હાય.
પ્રભુ હું લાગું છુંરે, તુજ પાયજ; હાય.
ધર્મ સંકટ આવી પડયું મૂકયો મેં ત્યાં પુત્ર:
પ્રભુ લાજ રાખજે, શું કરીશ હું કીશોરપર કરશે
ધાયજ, હાય.

## ૫૯

બાળા તમ એ મિત્રના, લઘુ વયમાં આ સ્નેહ:
જોઇ પ્રસન્ન બને અમો, કર તું જઇ ફત્તેહ.
ખડગ અને આ કવચ લે, અજીત એ ઉર ધાર:
જા પહોંચે જઇ મહેલમાં, લીયે મિત્ર સંભાળ.

## ૬૦

માજી દિલગીર ન થાઓ હું, જાઉં છું તહીં; (૨) માજી;
પુત્ર તમારો ને મિત્રછે મારો, એના વિના અન્ન ખાઉં નહીં; માજી.
આજ્ઞા આપો માજી નહીં રહું ઉભો, દોડી જાઉં હું તો મહેલ
મહીં, માજી.
વાલા મનુભા કરો વિજય જઇ, આપું આશીશ એ મુખે કહી,
પ્યારા સંભાળથી પગ દેજો તહીં
કિશોરને જઇ લાવું છોડાવી દુષ્ટને મારી આવું અહીં; માજી.

## ૬૧

પ્રભુ આવ્યો આહીં, ધરમ દુખ આવી ધર પડયું:
પિતા ને માતાનુ, ફિકર બહુ માંહે ચિત્ત ચડયું.
થયો તે માટે હું તુરત સજ ઉઠી ઘર થકી;
મુંને કેદી રાખે તદન નહીં મારે હતી વકી.

નૃપા કેફી અંધા, શિશુનીપર ઘા તું શીદ કરે;
અરે પાપી થા માં, ધરમ તજી ઉંધો પગ ધરે.
નથી ચિંતા બીજી, અવર કાંઇ મારે શિર દીસે;
મરી જાશે મારી, રૂદન કરી માડી ઘર વિશે.

૬૨

શી રીતે મનુભા આ મહેલમાં, મિત્ર આવ્યા ભયંકર ખેલ-
મારે; શી.
આવીને મોતથી મુંને ઉગાર્યો, રાજકુંવર એ કેમ ગયું-
સેલમાં; શી.
તારા પિતાની રાજભક્તિએ, તુંને ઉગાર્યો પાપીના ફેલમાં; શી.
ઉપકાર વાળ્યો એટલીજ વારમાં, ભંગ થયો તો બંધુની,
ખેલમાં; શી.
ચાલો જઇ મળીએ બંન્ને માજીને. જોઇ રાજી થશે રંગ
રેલમાં મિત્ર આવ્યા ભયંકર ખેલમાં: શી.

૬૩

શી દશા થઇ આ ઠાર; મદદમાં કોઇ નહીં અરે હાં.
એકલી હુંજ સહી;
સ્વતંત્ર થઇને મેં શુ સહુથી, વેર કર્યું મોટુંજ અહીં;
નવ કોઇ સરદારો આવ્યા, મદદમાં કોઇ નહીં મારે;
ઝુઝી હું શત્રુ વચ્ચે, એક કરથી તલવારે:
તિરસ્કાર કરી કાઢ્યા જુના, પુત્ર મનુભ્યો રાજ થકી;
એ સજા મળીરે હાલ, હું બે પરવાજ રહી;
અરે હાય હું બે પરવાજ રહી, આમ બે હાલ થઇ. શી દશા.

૬૪

બાપા મળ્યા એવા દાઝું, દિલમહીં;
બાપા બેટા કેના પતો જ ન મળે, ન મળે બાપુકી મિલ્કત કંઇ.
અવટંક એવી બોલાવે શરમાઊં, વ્યંગા બાવાનો ગગો કહી.
કાકાએ ન મળે ને ફઇઓએ ન મળે, આ તો જોયા જેવી માથે થઇ.
ચાલ્યા ત્યારે લાગ્યું વળગ્યું ન બાવો, ઉડ્યા બગલમાં હાથ દઇ.

૬૫

ધરો માથે મુગટ વિશાળ મતિ, થયો હર્ષ અતિ; ધરો.
લઘુવયના બે બાળ સ્નેહી, એક એકની પ્રીતે ઉગારી દેહી;
કીશોરની મનુભામાં રતી. ધરો.
સંતોષ પામ્યા સહુ દરબારી, ચરિત્ર અદ્દભૂત આજ નીહાળી.
કીર્તિ જગતમાં કીધી છતી. ધરો.
જેવી નિષ્ઠા જેણે અંતર રાખી, ધર્મ નીતિ ટેક જેવીજ દાખી.
ફળ આપ્યું એવું વિશ્વપતિ. ધરો.

સમાપ્ત.

અમારી રાજા રજવાડામાં વખણાતી "યાકુતી" ની નકલો નીકળેલ છે માટે ખરીદ કરતી વખતે સંભાળજો. અમારી બનાવેલ બાદશાહી યાકુતી અનંગ વિલાસ અમે કોઇને વેચવા આપેલ નથી અમારી બનાવેલ યાકુતી માત્ર રાજકોટમાં અમારા ઔષધાલયમાંજ મળે છે.

# બાદશાહી યાકુતી.

## ( અનંગ વિલાસ. )

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે; પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે દેશી અને યુનાની દવામાં ઉંચામાં ઉંચી દવા જોઇએ તો આ **અનંગ વિલાસ બાદશાહી યાકુતી** છે. આ રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધિ મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. રાજા રજવાડામાં તથા શ્રીમંત લોકોમાં આ દવા બહુ વખણાય છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

**ડાકતર કાસીદાસ મોતીરામ** રાજકોટ—કાઠિયાવાડ.

# જાહેર ખબર.



નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તથા મુંબાઈમાં બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કુંપની તથા બુકસલર વસનજી પરમાનંદ ચાહવાળા ઠે. કાળબાદેવીરોડ અને અમદાવાદમાં બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની દુકાનેથી રોકડી કીમત મોકલી અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | | | |
|---|---|---|---|
| | | કંસવધનાં ગાયન. | ૦–૨–૦ |
| ભર્તૃહરિ નાટક મોટું. (સચિત્ર) | ૧–૪–૦ | ત્રિવિક્રમ નાટક મોટું. | ૧–૦–૦ |
| સદર ગાયન. | ૦–૨–૦ | સદર ગાયન. | ૦–૨–૦ |
| સતીઅનસૂયા નાટકમોટું (સચિત્ર) | ૧–૪–૦ | જગદેવપરમાર ના. મો. | ૧–૦–૦ |
| સદર ગાયન. | ૦–૨–૦ | જગદેવ પરમાર ગાયન | ૦–૨–૦ |
| ચાંપરાજ નાટક મોટું | ૧–૦–૦ | ચંદ્રહાસ નાટક મોટું. | ૧–૦–૦ |
| સદર ગાયન. | ૦–૨–૦ | ચંદ્રહાસ ગાયન. | ૦–૨–૦ |
| રાજસિંહ નાટક મોટું | ૧–૦–૦ | વીરબાળાનાં ગાયન. | ૦–૨–૦ |
| સદર ગાયન. | ૦–૨–૦ | દેવયાનીનાં ગાયન. | ૦–૨–૦ |
| રાણકદેવી નાટક મોટું | ૧–૦–૦ | રાજતરંગ નાટકનાં ગા. | ૦–૨–૦ |
| સદર ગાયન. | ૦–૨–૦ | વિશુદ્ધ વિજયનાં ગાયન | ૦–૨–૦ |
| ત્રિયારાજ નાટક મોટું | ૧–૦–૦ | સરસ્વતી નાટકનાં ગા. | ૦–૨–૦ |
| સદર ગાયન. | ૦–૨–૦ | રમારણજીતનાં ગાયન. | ૦–૨–૦ |
| | | મદાલસા નાટક ગા. | ૦–૨–૦ |
| | | અંબરીષ નાટક ગા. | ૦–૨–૦ |

સુકન્યા સાવિત્રી ગાયન ૦–૨–૦

**મૂળજી આશારામ ઓઝા.**